શ્રી નવિન

## વિચાર તરંગ જ્ઞાન ઉપદેશ

# ભજનાવળી.



કીંમત ચાર આના.

શ્રી ગુરુભ્યો નમઃ

# વિચાર તરંગ જ્ઞાન ઉપદેશ ભજનાવળી.


રચનાર.

**સ્વામી. રામપુરી ઉંકારપુરી**



છપાવી પ્રસીદ્ધ કરનાર.

**કેશવલાલ મગનલાલ** દુધવાલા.

કાલુપુર રોડ—અમદાવાદ.

તથા

**સોમચંદ કેશવલાલ શાહ.**

પંચભાઈની પોળ—અમદાવાદ.





સુધારા વધારા સાથે આવૃત્તી ત્રીજી પ્રત ૪૦૦૦

સંવત ૧૯૮૬ સને ૧૯૨૯

ધી રોયલ પ્રીન્ટીંગ પ્રેસમાં પટેલ રાયચંદ હીરાચંદે છાપી.

ઠે. કાળુપુર કપાસીઆ બજાર—અમદાવાદ.

કીંમત ચાર આના.

મદાવાદ

# વિચાર તરંગ જ્ઞાન ઉપદેશ ભજનાવળી.

---

દેવી પ્રાર્થના ૧

નમું હું તો નીસદીન સરસ્વતીને
પ્રથમ સ્તુતી કરૂં, હું તુજની
ઈશ્વરી તુ ખરી, દીલધરી, મન ઠરી
તારણ મારણુ, તમો ઓધારણ નીસદીન
પ્રેમપૂર્વક વિનવું તમને
રીદ્ધી સીદ્ધી દેજો અમને
રસના દાયક થજો સૌને નીસદીન

પ્રભાતિયાં ૨ રાગ રેન સારી જાગી મેતો

જય જય સીવ સુત, ગણપતી દેવા
ગણપતી દેવા હું તો, કરૂં તારી સેવા જય જય
સુભ કામ ઈચ્છું આજે, પુર્ણ કરજો મારા કાજો
રીદ્ધી સીદ્ધી તમને છાજે, દયાળુ છો દેવા જય જય
દોશ પાપ હરજો મારા વિઘ્નદુર કરજો સારા
સર્ણાગતે રાખો તારા, ધરૂં થાળ મેવા જય જય
ઈચ્છું કાવ્ય કરવા તારા, મતી પહોચે નહી મારી
દાસ તારો લેજો ધારી, આપો બુદ્ધી સેવા જય જય
અલ્પ મતી મારી જાણો, દયા સીંધુ પ્રેમ આણો
ગાઉ શું હું તારા ગુણો, સદા ઈચ્છું જય ય

પ્રભાતીયાં ૩ રાગ જય ગણેસ જય ગણેસ

ઉઠી નંદલાલ ગ્વાલ, રાહ દેખે તોરી
રાહ દેખે તોરી શ્યામ, નંદકે કિશોરી ઉઠીએ
ભોર ભય ચકવે જાગે, કરત કિલ કોરી
મેના પોપટ નાદ કરત, ખેલત મયુર મોરી ઉઠીએ
દીપક જોત મંદ ભયે, પનીયા જાત ગોરી
ગ્વાલ બાળ ગૌવા છોડ, ઠાડે અંગન તોરી ઉઠીએ
રામપુરીદાસ તોરો, પુરો આસ મોરી
સેવક જનકી સહાય કરો, વિનંતી સુનો થોરી ઉઠીએ

પ્રભાતીયાં ૪ રાગ સદર

આઈએ બ્રજરાજ આજ, નંદકે દુલારે
નંદકે દુલારે શ્યામ, મોર મુગટ વારે આઇએ
કાનન કુંડળ શોભત આપ, પિતાંબર ભારે
મુક્તા હાર ગલે બીરાજે, બનસી કર ધારે આઇએ
શકળ જગત સેવત તુમહી, મોહી બ્રજનારે
નારદ સારદ ધ્યાનજ ધરત, બ્રહ્મા મુનીસારે આઇએ
જગત જનોકી સહાય કરત, પુરત આસ સારે
ગુરૂ પ્રતાપસે કહેત રામપુરી, હમ દાસ તીહારે આઇએ

પ્રભાતીયાં ૫ રાગ સદર

ધાઇએ બ્રજ રાજ તુમ, ધેનુ દબત સારી
ધેનુ દબત સારી શ્યામ, વાર કરો હમારી ધાઇએ
ગ્વાલ બાળ કરત પોકાર, પડત મેહ ભારી
ત્રાહે ત્રાહે ગૌવા કરત, પડત ધરણી સારી ધાઇએ
સુનત પોકાર દોડકે હરી, ટચલી ઉંગલી ધારી
મેરૂકો ઉઠાય લીઓ, ગૌવા બચાઇ સારી ધાઇએ

લીલા દેખે અચંબો પાયો, ગ્વાલ બાળ ભારી
ગુરૂ પ્રતાપે કહે રામપુરી, ઈચ્છુ સરણાગત તીહારી ચાકએ

પ્રભાતીયાં ૬ રાગ રેન સારી જાગી મેંતો

નંદકે નઠોર કાના, મટકી તો ફોરી
મટકી તો ફોરિ કાના, બેયા મરોરી નંદકે
જાતી હું મે દધીયાં બેચન, બીચ ન રોકોરી
પેયા પડુ તોરે કાના, કહુ કર જોરી નંદકે
રસ્તે બીચ રોકો કાના, નહી સોભા તોરી
જાને કબી સાસુ બતીયાં, તોડે ખાલ મોરી નંદકે
જસોદાસે કહુગી જાકે, હકીકત તોરી
હીરા ચીર ફાડ ડાલો, નઠોર ભયોરી નંદકે
દાસ રામપુરી સદા, કહે કર જોરી
સર્ણ મેંતો રખો કાના, સુનો બાત મોરી નંદકે

પ્રભાતીયાં ૭ રાગ ઉપરનો

સુનો બાત મોરી ગોપી, કહુ થોરી થોરી
કહુ થોરી થોરી ગોપી, મહી દાણ દોરી સુનો
સાસુકું તુ કહીયો જાકે, નહી મોકુ ચોરી
મહી દાણ લઉંગા તોસે, કર બર જોરી સુનો
ડર કોઇકો રાખત નાહી, સુનો ગોપી ગોરી
દદા જલદી મોકો દાણ, સુની બાત મોરી સુનો
કરેગા કયા કંસ રાજા, મોસે યુદ્ધ ઘોરી
રામપુરીદાસ ઠાડો, દોહી કર જોરી સુનો

પ્રભાતીયાં ૮ રાગ મુજ અબળાને મોટી નીરાંત

ગરીબ નીવાજ મારે આસરો તારો, દાસને પાર ઉતારોરે

સંસાર સાગર મહા જળ ભર્યાઓ, લાગે છે ખારે ખારેરે
મુજ રંક પર રહેમ કરીને, બેડી પાર ઉતારોરે ગરીબ
ધર્મ કર્મમાં કાંઈ નવ સમજ્યો, કર્યા ન સુદ્ધ વીચારોરે
અનીતી અધર્મમાં મસ્ત બનીને, બાંધ્યો પાપનો ભારોરે ગરીબ
લાખ ચોરાશી ફરી ફરી થાકયો, આવ્યો ન એકે આરોરે
રામપુરી કહે ગુરૂ પ્રતાપે, મન મમતાને વારોરે ગરીબ

પ્રભાતીયાં ૯ રાગ ઉપરનો

ચંદ્ર સુરજ બે જાપ અજંપા, ખેલ બન્યો એક ખાસોરે
સુખમણા સુણ સીખરપર બોલે, વસીયલ ત્યાં જઇ વાસોરે
હ્રદય કમળમાં જોને વીચારી, અખંડ જોત પ્રકાસોરે ચંદ્ર
ઝરમર ઝરમર મેવલારે વરસે, અમ્રત પ્યાલો ત્યાં ખાસોરે
હરીજન હેત કરીને જપીયે, પાપી મન પસ્તાસોરે ચંદ્ર
રામપુરી કહે ગુરૂ પ્રતાપે, સત સંગે જીવ જાસોરે
ગુરૂ ગમ જ્ઞાન ગ્રહણ કરી લેજો, વણ સમજે પસ્તાસોરે ચંદ્ર

પ્રભાતીયાં ૧૦ રેન સારી જાગી મેંતો રેન સારી

બનસરીકુ ભુલ કાના, બેલન લે આયો
બેલન લે આયો કાના, બનસરી ભુલ આયો બન
એસો કામ તુને કીનો, બીચાર ન મનમેં લીનો
ઘભરા કે રેન બીચ, ભાગ તુંહી આયો બન
સમજ્યો ન તુંહી કાંઇ, કીસ બીધ સમજાઇ
મોપે દયા જરા ના આઇ, રાત રેહ આયો બન
બાલ બાલ બીખરે સારે, મુગટકુ ભુલ્યો પ્યારે
રામપુરી દાસ તોરે, ગુન તેરો ગાયો બન

પ્રભાતીયાં ૧૧ રાગ ઉગ્યો અરૂણને ભયો અજવાળો

આદ શક્તિ અલબેલી અંબા, જગમાં જોત પ્રકાસેરે
ત્રીગુણ રૂપ મા આપનુ જોતાં, કષ્ટ બધા દુર થાસેરે
અકળ ગતી મા તારી નીહાળી, પામર આવે તુજ પાસેરે
દેવતણા દુઃખ દુર થવાને, ચડયા ભગતોની વારેરે
અહીસાસુર મહીસાસુર રોળી, દેહના દુઃખ નીવારેરે આદ
આરાસુર અંબા બીરાજે, પાવાગઢ મા કાળીરે
દક્ષીણમાં છે તુળજાભવાની, ચુવાળ બહુચર બાળીરે આદ
રામપુરી કહે ગુરૂ પ્રતાપે, પુરજો સૌની આસરે
તમ ચરણનુ ધ્યાન ધરીને, રાખી બેઠા વીશ્વાસરે આદ

પ્રભાતીયાં ૧૨ રાગ ઉપરનો

કરો કરૂણા માજી તમો મારી, જાણી દાસ તમારોરે
જાણી દાસ તમારો માજી, મુજ રંકને ઉગારોરે
જગ વીસે જગે જોત તમારી, તારો ગમે તો મારોરે કરો
મતી પહોચે કઇ નહીં મારી, કરતા તુજ વીસ્તારોરે
રંક મનુષ્યને રાય કરો મા, રાયને રંક જો ધારોરે કરો
કાયા ખોટી માયા ખોટી, જેવો કાષ્ટનો ભારોરે
તનમન અર્પણ કર્યાં મેં તમને, બાળ જાણી સુધારોરે કરો
રામપુરી કહે ગુરૂ પ્રતાપે, આસરો એક તમારોરે
કષ્ટ નષ્ટ મારા દુર તો કીધા, એવા તુજ ઉપકારોરે કરો

પ્રભાતીયાં ૧૩ રાગ આઇએ નંદલાલ

સેવો મારી માત સદા, પુરે આસ તારી
પુરે આસ તારી માતા, સુણો નર નારી સેવો

અમર અચળ નામ એહુ, ભવ તારનારી
સંકટ કાપે કાપે ભવ ભવના, દાસ નીજધારી સેવો
સુખને આપે દુઃખને કાપે, એવી માત મારી
ડુબતી નાવ માએ તારી, બાળ નીજ ધારી સેવો
ગુણ ગાતા પાર ન આવે, અલ્પ મતી મારી
રામપુરી કહે ગુરૂ પ્રતાપે, રાખુ આસ તારી સેવો

## પ્રભાતીયાં સમાપ્ત.

## ગુરૂવાચા (૧) રાગ ઝીંઝોટી.

સાર સાર, સોમા ગુરૂ ગમ છે, તત્વ જગતનો સાર
ગુરૂગમ જ્ઞાન ગ્રહણ કરી લેજો, સહો વચનનો માર
અનેક જન્મના સંકટ કાપે, મટે કર્મનો ભાર સોમા
મોહ માયાનો સંગ તજીને, તજો મન અહંકાર
પાંચ ઇંદ્રીયો વસ કરી લેજો, ગુરૂચરણ ચીતધાર સોમા
સુન સીખર પર મેવલા વરસે, શાન્તી નુર દીદાર
ચંદ્ર સુરજ બે જાપ અજંપા, અખંડ જોત અપાર સોમા
હરીજન વિરલા વિચારી લેજો, પળ પળ કરજો પોકાર
રામપુરી કહે ગુરૂ પ્રતાપે, ગુરૂ વચન મન માર સોમા

## ભજન ૨ રાગ ઝીંઝોટી.

તાર તાર, જગમાં ઉત્તમ આવ્યો, મનુષ્યદેહ અવતાર
સત સંગમાં તું કાંઇ નવ શમજ્યો મુરખ મુઢ ગમાર
કાળ આવીને ઝપટી જાસે, કાંઈ ન લાગે વાર. જગમાં
પર નીંદા મુખે નવ કરજે, લેજે તત્વનો સાર
પરનારી પર ધનને દેખતાં, ખોટો ન કરજે વિચાર. જગમાં

તેનાથી તું ડરતો રહેજે, કરજે શુભ વિચાર
મોહ માયાનો સંગ કરેથી, ખાય કાળનો માર જગમાં
ગુરૂગમ જ્ઞાન ગ્રહણ કરી લેજે, તરવા આ સંસાર
રામપુરી કહે ગુરૂ પ્રતાપે, હૈયે હરખ અપાર જગમાં

ભજન ૩ રાગ મીઠડાં ગોરસ લ્યો ગોરસ લ્યો.

ભજો રામ નામ નરનારી, સદાએ સુખકારી, સુખકારી
લેજો અરજી સેવકની સ્વીકારી, સદાએ
વહાલા વૈકુંઠ કેરા વાસી, ગુણ ગાય આપની દાસી
મારી સુરતી ચરણની પ્યાસી; સદાએ
વહાલા હૃદય કમળ મુજ વસીયા, તમો પ્રેમતણા છો રસીયા
મુજ કર્મ પાપ સૌ ખસીયા, સદાએ
વહાલા અલ્પમતી છે મારી, નવ જાણું જારી વીજારી
તમ નામ તણી ગતી ન્યારી. સદાએ
વહાલા રામપુરી તુજ દાસ, પુરો હરિજન કેરી આસ
છે તમ ચરણે વિશ્વાસ સદાએ

ભજન ૪ રાગ ઉપરનો.

સૌ ધરો નીરંજન ધ્યાન, થસે એ સુખદાઇ સુખદાઈ
છે જીવને એ સાચી કમાઇ, થસે એ
છે જ્ઞાન ગુરૂગમ ભારી, તે હરિજન વીરલે વીચારી
ત્રયું ધ્યાન અખંડ ધુન ધારી. થસે એ
લ્યો ચંદ્રમા સુરજ બે સાધી, મટી જાય બધી ઉપાધી
ભણો અલખ નામ આરાધી, થસે એ
કરો સુનસીખર વરવાસો, નહી રહે કાળનો ફાંસો
ત્યાં ખેલ રચ્યો છે ખાસો, થસે એ

ગુરૂ ચરણ કમળ ચીત ધારી, કોઇ દાશ ન દેશો નરનારી
કરો સ્મરણ વારંવારી, થસે એ
ગુરૂ નામ તણો વિશ્વાસ, રામપુરી ચરણનો દાસ
પુરો હરીજન કેરી આસ, થસે એ

ભજન ૫ રાગ જંજાળી જીવડા.

કાયાના કરતા ખેલ રચ્યો છે તેં ખાસો
કારીગરી કરી વસાવ્યો હંસને ત્યાં વાસો,
કર્યો વાદી જેવો તમાસોરે, કાયાના
સુન સીખરપર અચરત દીઠું, ભરી છે અમ્રત ઝારી
અમીરસ પ્યાલા પ્રીતે પીજો, હળીમળી નર નારીરે કાયાના
રંગ બેરંગી કાયા બનાવી, કામ કર્યું બહુ ભારી
ગાબ ગુફામાં ગેબી બોલે, મન મમતાને મારીરે કાયાના
કાચી માટીની કાયા બનાવી, કળા મેલી તેં સારી
હરિજન વીરલા મનમાં સમજે, અગમ ચોતરો ભારીરે કાયાના
સંત સમાગમ કર્યા વીના, નવ મળે મોક્ષની બારી
રામપુરી કહે ગુરૂ પ્રતાપે, અલખ સમર મન મારીરે કાયાના

ભજન ૬ રાગ ગોડી.

પાર ન તેરો પાયો, જગત બીચ પાર ન તેરો પાયોજી
અજબ ખેલ બનાયો, જગત બીચ પાર ન તેરો પાયોજી
અનેક જનમ જીવ ફીરત અખંડા, મરમ તેરો નહી આયો જગત
કંઇ હુવો રાજા કંઈ હુવો રાની, દેવ દેવી હો પુજાયો જગત
અદભુત રચના તેરી બનીહે, આપ મે આપ સમાયો જગત
રોમ રોમ મેં તુહી પ્રગટહે, હરીજન ગુણ તેરો ગાયો જગત

બ્રહ્મા વીષ્ણુ મહેસ શેશકુ, તુહી જાકે ડોલાયો જગત
અચળ સચળ તેરો નામ અમરહે, મુરખ ભેદ ન પાયો જગત
ચંદ્ર સુરજ દો સાથમે લેકે, સુન સીખરપે ઠહરાયો જગત
રામપુરી કહે ગુરૂ પ્રતાપે, હૃદયમાં દેવ દરસાયો જગત

ભજન ૭ રાગ ઈસ તન ધનકી.

સંત સમાગમ હે સુખદાઈ, પ્રેમ કરી પીયો હરી ગુણભાઈ
સાસ ઉસાસકી દોરી ચલાઇ, સુનસીખર ઘર જાય સમાઇ સંત
એક અખંડ અનોપમ દરસ્યા, જોતગ જોત આય મીલાઇ સંત
જ્ઞાન દીપકસે હોત ઉજાલા, ખુલ જાય હૃદય કમળકા તાળા સંત
અખંડ બ્રહ્માંડપે હે અવીન્યાસી, મીટજાવે વહાંપે જીવકી ઉદાસી
અમ્રત પ્યાલા પીયે જન પુરા, રહેવે નહી કોઇ દીન અધુરા સંત
ગુરૂગમ જ્ઞાન ગ્રહણ કરી લીજે, તનમન અર્પણ ગુરૂજીકુ કીજે
દેહ ધરી ગુણ ગાને હરીકા, ભુલ ગયા હવા ખાય કળીકા સંત
સંત સમાગમ ખાંડેકી ધારા, વીરલા સંત ઉતરે ભવપારા સંત
રામપુરી કહે ગુરૂ પ્રતાપે, હરીજન ખેલે ખેલ હરીકા સંત

ભજન ૮ રાગ સીતાજીના મહીના.

ગુરૂજી સંસાર સમુદ્રમાંય, ડુબી ડુબી મરીએરે
એવી .યારે કરો દીનાનાથ, બાના થકી તરીએરે
ગુરૂજી અખંડ દરીઓ અપાર, નવખંડ ભરીયોરે
તેમાં મુરખ રહ્યો શું મોહાય, પામે મન ભરીયોરે ગુરૂજી
ગુરૂજી તરએણી ટંકશાળ, સાનેથી સમજાવોરે
એવી મુજપર કરજો મહેર, પરીબ્રહ્મથી મીલાવોરે ગુરૂજી
ગુરૂજી આપ તણો આધાર, મુક્તિ મને દેજોરે
ગુણ જ્ઞાન ગમ ભંડાર, ક્ષમા કરી કહેજોરે ગુરૂજી

ગુરૂજી તરણ તારણ ભગવાન, દયા દીલ લાવોરે
રામપુરી ચરણનો દાસ, માયાથી છોડાવોરે ગુરૂજી

ભજન ૯ રાગ સદર.

હરિજન હેતે ચાલો તમો આજ, ગુરૂગમ લેવારે
મળસે અમ્રત પ્યાલો અપાર, જેવા ચાખો એવારે
હરિજન કરજો સુધ વિચાર, સદા સ્નેહ આણીરે
તજો મનથી અનીતિ અહંકાર, પીયો જ્ઞાન વાણીરે હરિજન
ભાવ થકી મળે ભગવાન, સદા મન સાથીરે
પ્રેમ વસીયલ ગુણ નીધાન, દુખસુખ સાથીરે હરિજન
મેતો લક્ષ ચોરાસીની મહાંય, દીવસ બહુ કહાડયારે
સત ગુરૂજીએ પકડી બહાંય, કાળ ક્રોધ પાડયારે હરિજન
હરિજન અલ્પ મતી હું અજ્ઞાન, કાંઇ નવ જાણુંરે
રામપુરી ચરણનો દાસ, ગાય તમ ગાણુંરે હરિજન

ભજન ૧૦ રાગ ગજલ.

અહો નીસ ધ્યાનમે રહેવે, સોહી ભર ભેદકુ પાવે
ભરા હે અમ્રતકા કુંપા, પીવે જો હોય તદરૂપા
પાવે સોહી પાર લગ જાતા, લગે નીસદીનકી સુરતા
નીરખે નીત નામકા નુરા, પરસે જન સંત કોઇ પુરા
કટે વીસી ભંગકી જાલા, ખુલે સોહી બ્રહ્મકા તાલા
કરે ખોજ દ્વારકુ પાવે, દ્વારા બીચ દેવ દરસાવે
જબી મન માયાસે તુટે, તબી જીવ કાળસે છુટે
મીટે મન હોત અભંગા, ચડે સહુવાઇ દીન રંગા
મીટે મન જાન ઉજીઆલે, વોહી બ્રહ્મ જ્ઞાન સંભાલે
પીયે બીન પ્યાસ નહી બુઝે, ખાયે બીય સુધા નહી બુઝે

ગુરૂબીન બ્રહ્મ નહી પાવે, રહેણીબીન મોક્ષ નહી આવે
ગુરૂ ગમ જ્ઞાન જો લાવે, વોહી રામપુરીકો ભાવે

ભજન ૧૧ આશાગોડી.

એ મંદીર નહી તેરા, હંસારે જીવ એ મંદીર નહી તેરાજી
કયો તું કરે મેરા મેરા, હંસારે પ્રાણી એ મંદીર નહી તેરાજી
કહાંસે આયો કહાં જાવેગા, ખોજ તુંકર ઘર તેરા હંસારે
નવ માસ લગ જીવ રહયો ગરભમે રટત હરીકુ અંધેરા હંસારે
છુટકે ગર્ભસે બાર આયો જબ, કરત પોકાર તેરા મેરા હંસારે
બાલપનો સબ ખેલ મે ખોયો, દેખા ન સાંજ સબેરા હંસારે
દેખ તીરીયાકુ જવાની ખોઇ, છાયા આંખોપે અંધેરા હંસારે
વ્રધપનો જબ આયો મુરખ જન, જમને આયકે ઘેરા હંસારે
તબ હરી હરી રટન લગ્યો મુખસે પાર લગા બેડા મેરા હંસારે
ખરે બખત તું બાંધ્યો ન બખતર, ખોય બેઠા સબબેરા હંસારે
રામપુરી કહે ગુરૂ પ્રતાપે, સત સંગમે ડાર ડેરા હંસારે

ભજન ૧૨ રાગ બોલમાં બોલમાં.

રખડી રખડી રખડીરે, ભજન વિના રહયો જીવ રખડી
સત સંગમાં તું જરા ન સમજયો, પારકી નીંદા બહુ કરીરે ભજન
પરધનને પર નારીને જોતાં, જીવ ફરે જેમ ચકરીરે ભજન
અંધાધુંધમાં કાંઇ નવ દેખે, જાણે ન વાણી ચીત ધરીરે ભજન
કાળ આવીને પકડી જાસે, જેવી કસાઇ હાથ બકરીરે ભજન
તારૂ તે તું ખોળ મુરખ જન, કેમ ખુવે હાથે કરીરે ભજન
ચંદ્રમા સુરજ બે સાધી લેને, મન મમતા સુળી ધરીરે ભજન
રામપુરી કહે ગુરૂ પ્રતાપે, ગુરૂ ચરણ ચીત દે ધરીરે ભજન

ભજન ૧૩ રાગ જમકા અજબ તડાકા બે.

મન તું શું કરવા આથડે, જ્ઞાનગમ ગુરૂ વિના નવ પડે
ખેવટીયાની ખોજ કરી નહીં, બેઠો નહીં નાવડે
તુંબડું લઇને તરવા જાતા, મધ્ય દરીએ આથડે જ્ઞાન
જાણ્યા વગર વાદીની વીદ્યા, હાથ ઘાલ્યો રાફડે
મણી મેળવતાં ફણી મળેતો, ઉછળીને આભડે જ્ઞાન
ગુરૂ મળ્યા વીન ગાન કળાનો, તાળ ચુકે તાકડે
જાણે નહી કંઇ રાગ રંગમાં, ઉંટ પેડે આરડે જ્ઞાન
અભ્યાસ કર્યાં વીન અખાડામાં, કેમ મલ નીવડે
દાવ પેચમાં કાંઇ નવ સમજે, લાતમ લાતા લડે જ્ઞાન
કડીયા કેરો શીશ થયો નહી, વીના થોર ચાપડે
દે ઔષધ ઉસ્તાદ વીના તો, શરીર આખું સડે જ્ઞાન
કથા સાંભળવા ઘાટ ઘડે પણ, વિચારી પાછા પડે
પરનારી પરધનને દેખતાં, ચીત ચડે ચાકડે જ્ઞાન
રામપુરી કહે ગુરૂ પ્રતાપે, ગુરૂ વાણી મનમાં જડે
ધ્યાન ધરે જો ગુરૂ ચરણનું, પાપ બધુ રખડે જ્ઞાન

ભજન ૧૪ રાગ નવીન,

માન માન તું મન મસ્તાના કીયા ભરમમાં ડાલે
સાચો નામ હરીનો સમરો, પ્રભુ ભજી નીરભય હોઇશે
તારી નુરત સુરતપર જોઇલે, તારી દેહ વચે દાતા જોઇલે એ હાંહાં
રામ નામની લાગે તાળી, ભમર ગુફામાં જોઇલે
ભમર કાંઠડે નેણા નાસકે, સોઇ સુખમણ ઘર જોઇલે
તારી નુરત સુરતપર જોઇલે, તારી દેહ વચે દાતા જોઇલે એ હાંહાં
ત્રીલદરો આવમાં દેવ બીરાજે, દરસણથી સુખ પાઇશે

ગુરૂગમ જ્ઞાન ગ્રહણ કરી મનમાં, પાપ કરમના ધોઇલે
તારી નુરત સુરતપર જોઇલે, તારી દેહ વચે દાતા જોઇલે એ હાંહાં
અમીરસ પ્યાલા પુરણ ભરીયા, પ્રેમે કરી તું પાઇલે
રામપુરી કહે ગુરૂ પ્રતાપે, જીવને સીવ બનાઇલે
તારી નુરત સુરતપર જોઇલે, તારી દેહ વચે દાતા જોઈલે એ હાંહાં

ભજન ૧૫ રાગ જંજાળી જીવડા

હીણ ભાગી મનડા, તે તારૂં પ્રોત પ્રકાસ્યું
મુરખડા જીવડા, ઠેસે કમાડ સીદ વાસ્યું
કાચી કાયા પડીજ રહશે, કેમ ભીડે તું બાથે
ચાળી ચાળીને બહુ નવરાવી, નવ આવ તુજ સાથેરે હીણ
સગા વહાલા સ્વારથના છે, સાથે ન આવે કોય
નારી પ્યારી સૌ વેગળી રહેસે, અંતે એકલો હોયરે હીણ
નીચ કામથી કીરતી મેળવવી, બહુ મોટા કહેવાણા
ધર્મ કર્મને સમજયો નહી કંઇ, હાથમાં લીધા પાણારે હીણ
બહુ મહેનતે ધન મેળવ્યું, લક્ષ્મી લાખ કરોડ
ધર્મ કામમાં પૈ નવ દીધી, કરી ગયો દોડા દોડરે હીણ
અપાર સંસાર અંદર આવી, મર્મ ન લીધો સાર
મોહ જાળમાં પડયો ફસાઇ, જઇસ નર્કને દ્વારરે હીણ
દીપક ઉપર દોડી પતંગ્યું, પડી પડી ઝપડાય
આપ સ્વાર્થે જાણે નહીં કંઈ, લીધે દેહપર લહાયરે હીણ
તેતર ઉપર ફરે બાજ તેમ, દેહના ઉપર કાળ
અભાગી તું ચેતી લઇને, જરાતો નેણે ભાળરે હીણ
સંત સમાગમ જરા ન સમજયો, કર્યું બહુ અભીમાન
અંત સમયમાં નીપજસે શું, તેનું લાવતું ભાનરે હીણ

રામપુરી કહે ગુરૂ પ્રતાપે, ગુરૂ વચન મન આણુ
સત્ય સમજી લે જ્ઞાન ગુરૂથી, થાશે નકી કલ્યાણરે હીણુ

ભજન ૧૬ રાગ ભૈરવી તર્જ દીયો પ્રાન

કાયા તો સુકાઇ, છોડ ગયો પ્રાની
છોડ ગયો પ્રાની, જરા દયા નહી આની છોડ
છોડ કાયાકુ ચલ નીકલોવો, જરા સમજ નહીં લીની
બહોત જતન કાયાને કીને, તોબી છોડહી દીની છોડ
જરા ભરોસા નહી જીનેકા, દો દીનકી જીંદગાની
સગા સંબંધી સાથ ન આવે, આખર હે ધુડ ધાની છોડ
કચી મટીકી કાયા બનાઇ, લાય બસાયો પ્રાની
સુરત સુરતકી દોરી લગાઇ, વહા તેરી અયશાની છોડ
રામપુરી કહે ગુરૂ પ્રતાપે, રામ સમર મન જ્ઞાની
રખ ભરોસા તુહી રામકા, ફાની જગત બય માની છોડ

ભજન ૧૭ મન તું બ્રહ્મરસ ભોગવનાર.

જીવ તું અમીરસનોપીનાર, સીદને માયાનો ખા માર
પાણીના પરપોટાની ભાઇ, આશા લાંબી કેવી
ઘડી એકમાં ફુટી જાસે, ઉમર આશા એવી જીવ તું
ખાંડાધારે મદનુ ટીપુ, ચાટતા જીભ કપાશે
ઉંડાઇમાં બહુ વાંકા ચાલે, અંતે જમડા ખાસે જીવ તું
કલાલના ઘર કેરૂ ઉંદર, પીને દારૂ ડોલે
લ્હેયો મનીએ તરત કાળજુ ફોલે જીવ તું
ખાખરમાં રહેનાર ખીલાડી, સ્વાદ સાકર નહી જાણે
અક્કરમી અમૃત નવ સમજે, મરે ખેંચી તે પાણે જીવ તું
હડકાયું કુતરૂ નાસે, બેસે નહી તે જરીએ

વીશયવાળા તો વળખાં મારે, દુખે દુખને દરીએ જીવ તું
કાયા ઉપર કાળ ભમે છે, તરત પકડી જાસે
રહેશે જીવના ધાર્યા મનમાં, પછી જીવ પસ્તાસે જીવ તું

આવ્યો કયાંથી કયાં જવાનો, કર તપાસ તું તેનો
સોધી લે તું સતગુરૂ તારો, ઉકેલ પાડસે એનો જીવ તું

સુઝ પડે નહી સોમણુ તેલે, વણુ દીવે અંધારૂં
જ્ઞાન વીના બહુ ગોથા ખાધા, મુકયું ન તારૂં મારૂં જીવ તું
કરી કાગડે કાસી યાત્રા, વીસ્ટા રહી ગઈ વહાલી
સ્વાન પુંછડી સો વરસે કાઢી, અંતે વાંકી ભાળી જીવ તું

રામપુરી કહે ગુરૂ પ્રતાપે, સૌ કોઇ ધરજો કાને
ધરો ધ્યાન સો ગુરૂ ચરણનુ, તેથી મન મુજ માને જીવ તું.

ભજન ૧૮ રાગ ગણુપતી ગાઉં સદા સુખ પાઉં.

જ્ઞાન ગુટીકા પાઇ મોરે દાતા, ગુરૂજી જ્ઞાન બતાઇ હો હોજી
કાળ કોધકુ દુર હઠાઇ, મોરી સુરતી સબદમે મીલાઈ મોરે
સાસ ઉસાસકી દોરી દીખાઇ, મોરી સુરતી સમજપે ઠહેરાઈ
ચંદ્ર સુરજ દો સાથમે લેકે, સુનસીખરપે ઠહેરાઈ મોરે
ગગન ગુફા મેં ગેબી બીરાજે, જોતમે જોત છવાઇ
અરસ પરસ તું કરલે દીદારા, અનહદ નાદ સુનાઇ મોરે
અમીરસ પ્યાલા પુરણ ભરીયા, પીયો હરીજન ભાઇ
પીવે સોહી પાર લગતહે, મુરખ ગોથાં ખાઈ મોરે
રોમ રોમ રણુકાર ચલતાહે, આઠ પહેર ઝણુકાઇ
રામપુરી કહે ગુરૂ પ્રતાપે, અરસ પરસ દીખલાઇ મોરે

### ભજન ૧૯ રાગ જમકા અજબનડાકા બે.

જ્ઞાનમાં જેની સુરતા ગળે, ભજનથી પાપ બધા પરજળે
રામ નામ ઘંટીની અંદર, દોશ ભીતર ના દળે
સુરતી સમ્રતી જોને વિચારી, શુક્રમણા આવીને ભળે ભજન
જગત કરે સૌ ખેતીવાડી. ખબર પડે નીજ ખળે
હરી નામનું ધન સંઘરેતો, કર્મ આવીને બળે ભજન
લીલા સુકા લાકડા સૌ, પવન મધે પરજળે
પાપ કરમના હરી પ્રતાપે, આવી એમાં બાળે ભજન
હરીજન સૌ હરી જનોને, માન મુકીને મળે
પ્રાણ રૂપ તણો નીજ આનંદ, મન માહી ઉછળે ભજન
ટાળી અકડતા અંતરમાંથી, સત સંગે ચીત ભળે
સુખદાઈ સંત તણી સીખામણ, ધ્યાન ધરી સંભાળે ભજન
હરતા ફરતા મનની અંદર, રામ નામ ધન રળે
રામપુરી કહે ગુરૂ પ્રતાપે, તો મનની મમતા ટળે ભજન

### ભજન ૨૦ રાગ કાલીંગડો.

સમજ મન માંઇરે, વિચાર કાંઇ કાંઇરે
હરી નામ તું હેતે ભજીલે, સાચી એ તારી કમાઇરે સમજ
પાર કરે એ બેડો તહારો, આપશે મોક્ષ ભાઇરે સમજ
મનરૂપી ઘોડાને વાળો, બુદ્ધાની લગામ લગાઇરે સમજ
બાળપણે તેં ખેલમાં ખોયો, જવાની ભોગમાં ગમાઇરે સમજ
પ્રૌઢપણે તું ભજે હરીને, ઠગવાની બાજી રચાઇરે સમજ
કાળ આવીને મારે ઝપાટો, ક્ષણમાં જાઇસ ચવાઇરે સમજ
રામપુરી કહે ગુરૂ પ્રતાપે, ખોટી આ દુનીયા સગાઈરે સમજ

ભજન ૨૧ રાગ ધનાશ્રી.

સીદને દેહ ધરી, ભજન વિના સીદને દેહ ધરી
તુજ જનુની ભારે મરી, ભજ વિના સીદને દેહ ધરી.
રામ સમરલે મનમાં પ્રાણી, તેથી તું જાય તરી ભજન
લક્ષચોરાસીના ફેરા એ ટાળે, આવે ન જન્મ ફરી ભજન
કાળ ક્રોધને દુર કરી દે, મુખે તુ ભજ શ્રીહરી ભજન
નામ ભજનના બખતર સજીલે, મન મમતા દુર કરી ભજન
એ વીન બીજી મોક્ષની બારી, જઈસ સંસાર તરી ભજન
રામપુરી કહે ગુરૂ પ્રતાપે, લે રામ નામ સમરી ભજન

ભ. ૨૨ રાગ સીતાજીના મહીના.

સાચી પ્રગટે જો પ્રીતડી, સહેજે ભેટે ભગવંત
એવા સંત આ જગતમાં, કોઇ વિરલા અનંત સાચી
ચાતક ચાહત મેહને, બાંધી તેનાથી પ્યાર
ચંદ્રમા ધ્યાન ચકોરનુ, એથી ખાય અગાર સાચી
પંખી હરીયલ કેરા હેયાનો, જુઓ લાકડાથી ભાવ
પ્રાણ જતા પણ નવ મુકે, ધરે જમીને પાંવ સાચી
મનડુ બંધાણુ દીવા જોતમાં, પ્રેમી જુઓ પતંગ
રોકીએ તો પણ વ રહે, બાળે પોતાનું અંગ સાચી
સાંભળી વેણાના શબ્દને, મુકે ચરવા નીશા
મોહ્યા તે નાદમાં મૃગલા, ભુલ્યા શરીરનુ ભા સાચી
સતી પતી તણાં સંગમાં, બાળે આપ શરીર
ઘોડો સુરો સંગ્રામમાં, મેલે પોતાનું શીર સાચી
ભમરો કમળ કેરો ભોગીયો, ખુવે પ્રેમનો પ્રાણ
ગુરૂ પ્રતાપે રામપરી. કહે પ્રીતી [illegible] સાચી

ભજન ૨૩ રાગ લાવણી મન તું સ્મરણ કર હરીકા.

કાયા કારમીરે, આતો કાચ તણો છે કુંપો
નહી રહે જાળવીરે, ચાલ્યા ગયા કેકતો ભુપો
હસી હસીને વાત કરે શું, ઘડીમાં બગડે પીઠી
દીઠી દીઠી ઘણાની દીઠી, ઝડપ આવી ગઇ ચીઠી કાયા
માત તાત જાણે પુત્ર હમારો, થાય નીસદીન મોટો
મોત આવસે નજીક એકદીન, થસે એલ ભાઈ ખોટો કાયા
ભાઈ બોલે બંધવ અમારો જીવો ભવભવ જોડી
આવી અચાનક કાળ પકડશે, તરત નાખસે તોડી કાયા
નારી જાણે સ્વામી મારા, અમર જીવો અવીનાસી
દીન એક ઝટીયાં તરત ઉતરસે, કાળ કરસે ઉદાસી કાયા
અંગ સોળ શણગાર સજીને, મન માંહી બહુ રીઝો
લાલ વેરાગણ એકદીન બનવું, વેસ બદલવો બીજો કાયા
મુખડુ દેખો લઈ દરપણમાં, જમની સમજો સહેમાં
કાગ કરસે એક દીન કળાહળ, ઝડપ સુવાડે ચેહમાં કાયા
ઘરબાર સંસાર તજીને, જાવું એક દીન મેલી
ગુરૂ પ્રતાપે રામપુરી કહે, નથી હરી વીના બેલી કાયા

ભજન ૨૪ રાગ બતાદે સખી કોન.

ભજને મનડા મુખેથી સીતારામ, મુખેથી સીતારામ ભજને
ખોટુ આ જગછે તમામ, ભજને મનડા મુખેથી સીતારામ ભજને
હરી જગતના તારણ મારણ, આપે મોક્ષનું ધામ ભજને
સંસાર વ્યાધી જુઠી ઉપાધી, સાથે ન આવે દામ ભજને
કાયા છે ખોટી માયા છે ખોટી, ખોટા સંબંધી તમામ ભજને

તરણ તારણ અધમ ઓધારણ, સાચુ પ્રભુજીનું નામ ભજને
કર્મ બંધનથી છુટકો કરશે, સુંદીર મુરત શ્યામ ભજને
રામપુરી કહે ગુરૂ પ્રતાપે, તન મન અરપ્યું તમામ ભજને

ભજન ૨૫ રાગ સીતાજીના મહીના.

હરી નામ લેવાને હુંસીલા, સૃષ્ટીમાં હરીજન
બાંઝ જાણે શુ ખર ખીરને, ઉલટે ઉકરડે મન. હરી નામ
મોતીને કાગડા શું કરે, ખાય મોતી મરાળ
બાકડાને પાનના બીડા શાં, સોધે પાડા પરાળ હરી નામ
આંધળો સમજે શું આરસી, જાણે છાણા સમાન
બેહરા આગળ સંખનાદ શું, નહીં ઉઘડે કાન હરી નામ
ગેંગાને ભમરે ભોળવી, બતાવ્યો બધો બાગ
જોતાં બગીચાના ઝાડને, જોયો વિષ્ટાનો ભાગ હરી નામ
સમજે નહી સ્વાન સંપમાં, ઘણો દેતાં ઉપદેશ
નજરે જાતીલાને દેખીને, મનમાં લાવે દ્વેશ હરી નામ
ભોજન અનનાં શા ઉંટને, રોઝે ઝાંખરા જોઈ
ચળગી ઈતડી અડાંણમાં, પીસે દુધ મેલી લોઇ હરી નામ
કચ્છ પુરશાતન ફાતડો, મળે એકે નહી ઇલાજ
કાળા તે રંગની કામળને, ચડે રંગ નહી સાજ હરી નામ
નીર તે ખારાની માછલી, મીઠા નીરે મરી જાય
કુતરૂ ખીરને ખાય તો, ઉલટી ઓચીંતી થાય હરી નામ
આખી સૃષ્ટી કેરી ચક્ષુને, સુરજ ઉગે સુખ થાય
સૃષ્ટીમાં ઉલ્લુક અભાગીયાં, દીવસે એને ન દેખાય હરી નામ
ખાય સાકરને સૌ જનો, સુંદીર કરવા કાય

કાંકરો ખર જો આવતો, જોખમ જીવનું થાય હરી નામ
ગુરૂ પ્રતાપે રામપુરી, કહે દાખલા પ્રમાણ
અલ્પમતીથી અરાધીયા, ક્ષમા માગુ સુજાણ. હરી નામ

ભજન ૨૬ રાગ પાવારે ગઢથી ઉતર્યાં.

કોપી રહ્યો છે દેહ ઉપર કાળ મુરખ લે માની
બાંધ પાણી પહેલાં તું પાળ મુકી દે હેવાની
નથી ઘડી તણો વીસ્વાસ મુરખ લે માની
આતો સ્વપના જેવી વાસ મુકી દે હેવાની
એણે ખોયો બધો અવતાર મુરખ લે માની
માથે તારા છે જમનો માર મુકી દે હેવાની
થાસે મનનું ધાર્યું તુજ ધુળ મુરખ લે માની
ખુવે ઉંઘમાં વખત અમુલ્ય મુકી દે હેવાની
આવ્યો ગર્ભમાં કરી કોલ મુરખ લે માની
તારા હૈયામાં બાંધી જો તોલ મુકી દે હેવાની
જોતા જોતામાં આયુષ્ય જાય મુરખ લે માની
ઉંડી ડહાપણમાં તુજ લહાય મુકી દે હેવાની
આવ્યું કીનારે ડુબસે નાવ મુરખ લે માની
રાખ હરી ભજ્યાનો લાવ મુકી દે હેવાની
નહી નહાયો ગોદાવરી ગંગ મુરખ લે માની
નહી કર્યો હરીજન સંગ મુકી દે હેવાની
નહી ગયો તું દેવ દરસન મુરખ લે માની
કેમ થાસે જગદીસ પ્રસન્ન મુકી દે હેવાની
તાકે ખાવા મફતનો માલ મુરખ લે માની
ચાલે ચાલવામાં તું તો કુચાલ મુકી દે હેવાની

રાખ હરી ભજ્યામાં પ્રીત મુરખ લે માની
કહે રામપુરી તો ખચીત મુકી દે હેવાની

### ભજન ૧૭ રાગ ભેરવી.

મુરખ મન કેમ ના ભજે ગોપાલ કેમ ના ભજે ગોપાલ મુરખ
રંગ રંગના પહેર્યા પોશાગ, નાખી ગળામાં મોતીની માળ
મુખેથી કદી હરી ન બોલ્યો, ફુટ્યું તારૂં કપાળ મુરખ
દાળ ભાતને લાડુ લાપસી, ખાઈ વધાર્યા ગાલ
જમના દુતો આવી પકડશે, કરશે તુંને બે હાલ મુરખ
ત્રણ દીવસ તુજ તીરીયા રૂવે, માત રૂવે લાવી વહાલ
સગા સંબંધી સાથ ન આવે, બાળે હાલને હાલ મુરખ
ક્ષણ એક વાર કરે નહી પાછળ, વેંચી લે ધન માલ
રામપુરી કહે ગુરૂ પ્રતાપે, હરી ચરણ સંભાળ મુ—

### ભજન ૨૮ રાગ કામણ દીસે છે અલબેલા.

હરીગુણ ગાયા વિના, અમથા વરસ ગાળીયાંરે હરીગુણ
જુઠી પ્રીતી જુઠી માયા, જુઠી મોહ ભરેલી કાયા
વીના હરીગુણ ગાયા, ભવ તેં બાળીયાંરે હરીગુણ
કોઠની છત નવ સદાય છાજી, જેવી માંડી આતસ બાજી
રાજી થાય શું જોઇ, મંદીર માળીયાંરે હરીગુણ
જાણ્યા મનમાં નહી હરીને, લીધી ભુંડાઇ ઝાઝ ભરીને
વિના દયાના દાન કરી, તેં બાળીયાંરે હરીગુણ
અવળા રસ્તે ઉમર આખી, મણી ચીંતામણ ખોઇ નાખી
મન મધે તેં રાખી, તીખી પાળીયાંરે હરીગુણ
રાજા ધર્મની આગળ ધરસે, ત્યાં તારા પગતો થર થરસે
ચડીને જમડા કરસે, તુને કટાળીયાંરે હરીગુણ

વાત મરણુની નહી મટવાની, જો જાગી નથી વાર જવાની
નહી આવે તુજ સાથે, વાલની વાળીયાંરે હરીગુણ
વસ્ત્ર તારાતો છુટીજ લેશે, લઇ જઇ બહાર ઝટ બાળી દેસે
ગુરૂ પ્રતાપે રામપુરી કહે, રહેશે રાળીયાંરે હરીગુણ

ભજન ૨૯ રાગ મને માયા લગાડી મત જાવરે

મને એકલડી મુકી નવ જાવરે, હંસા મુજ પ્યારાજી
મને પ્રીતીમાં ફસાવી નવ જાવરે, હંસા મુજ પ્યારાજી
બહુ દીન કરી તમે ચાકરી, હંસા મુજ પ્યારારે
તમે દયા ન ધરી દીલ માંયરે, હંસા મુજ પ્યારાજી મને
કાચી માટીની કોટડી, હંસા મુજ પ્યારારે
તેને તુટતા ન લાગે નહી વારરે, હંસા મુજ પ્યારાજી મને
બહુ દીન ભટકયો ભુલમાં, હંસા મુજ પ્યારારે
તને ગુરૂ ગમ નાવી લગારરે, હંસા મુજ પ્યારાજી મને
જળ વીનાની ઝુરે માછલી, હંસા મુજ પ્યારારે
તેમ ગુરૂ ગુરૂ કર તું પોકારરે, હંસા મુજ પ્યારાજી મને
ભજન કરિ લે તુંતો ભાવથી, હંસા મુજ પ્યારારે
તારા કર્મ પાપ મટી જાય, હંસા મુજ પ્યારાજી મને
ફર્યો લક્ષ ચોરાસીની માયરે, હંસા મુજ પ્યારારે
તને જ્ઞાન ન આવ્યું તલ ભારરે, હંસા મુજ પ્યારાજી મને
રામપુરીની, વિનતી, હંસા મુજ પ્યારારે
તુતો પળ પળ કરજે પોકારરે, હંસા મુજ પ્યારાજી મને

કવીત ૧

ગુરૂજીને માને કોણ, રામને જાણે છે કોણ
કથાને સાંભળે કોણ, ગીત નાટકના ગવાય છે

બુટ્રંનો હસે કસે, પાટલુન કોટ પહેરી
ખમીસ ને જાકીટ, નેકટાઇ કોટે ગાલે છે
આપ ચાલ પર હરી, પરાયાની ચાલ ચાલે
મારીને તમાચા, મુખ લાલનો બનાવે છે
કહે દાસ રામપુરી અધર્મનો પાયો થયો
સૃષ્ટી માંહી અંધકાર, સર્વે દેખાય છે

કવિત ૨

સરદાર સાબ થયા, કવીયોના ભાર ગયા
રામ નામ પરહરી, ગુણ પૈસાના ગાય છે
ખોટા રોજગાર થયા, વિચાર આચાર ગયા
સતને સસાર મુકી, અસતને ધાય છે
અસલના હતા તે તો, કમસલ થઇ ગયા
કમસલ આજકાલ, અસલ કહેવાય છે
રામપુરી કહે તમો, સમજો ચતુર નર
આજ કાલ પુરો કળીકાળ તો દેખાય છે

કવીત ૩

પતીવ્રતા નારી તે તો, વ્યભીચારી પદ ધારી
સતી નામ મન ધરી, આંખ બીજાથી લડાવેછે
શ્રેષ્ટ ભુમી ભ્રષ્ટ થઈ, મેઘની તો વૃષ્ટી ગઇ
ભુમીપર કુદ્રષ્ટી થઈ, અનીતી તો ભાવે છે
સત્યનો પ્રકાસ ગયો, વચનનો વિશ્વાસ ગયો
પ્રેગનો પ્રભાસ ગયો, દ્વેષ વધી આવે છે
રામપુરી કહે સાંભળો, સુજાણ સૌ
સુરાવો સુર મુકી ભ્રષ્ટ પદ ધારે છે

કવીત ૪

માને નહી મુરખ, કહુ કેટલું હું ઘડી ઘડી
મીત્ર ઓ સુધારો મતી, જગતના જાળથી
કપટી તું ફાવ્યો, ફંદાના ફીતુર વીસે
નફ્ટ ઠગાયો, તન મન માલથી
નવ જીવ માન્યો, ધરાયો નહી જગતમા
સાથ નહી આવે, ત્રીયા તુજ વહાલથી
રામપુરી કહે, સમર તુ રામ નામ
મોક્ષપદ મળસે, હરી ગુણ નામથી

કવીત ૫

સ્નાન કર્યા જમના જળમાં બાહુ
પ્રાણ ન પોતાનો, સુધ્ધ ના બનાવીઆ
યોગ સન્યાસ પહેર્યા ઘણા પ્રેમથી
યોગના તો ધર્મ કર્મ, મનમાં ન લાવીઆ
ભણે વેદ બ્રાહ્મણ, ઘણા નીત નેમથી
વેદના તો ભેદ જરા, મનમાં ન ફાવીઆ
કહે રામપુરી એવા ભ્રષ્ટ થયા ઘણા ઘણા
સૃષ્ટી ઉપર જન્મ લઈ, કુળને લજાવીઆ

કવીત ૬

બોલો મીત્રો બોલ, તમો તોલ કરી મન વિસે
અનીતીને નીતી આપ, મનમાં વિચારિને
ચાડીને અનાડી પણ, મન થકી દુર કરી
અને પર નારી તજી, કરો કાજ સત્ય ધારીને
જન્મ નીજ નમ્રતાથી, જગમાં ગુજારી લઇ
માર મન મમતાને, ક્રોધને વિસારીને

કહે રામપુરી મીત્રો, ભણો રામ નામ મુખે
રાખો નીત મન વિસે, કુંજના બીહારીને

કવીત ૭

માળા એક તુળસીની, બીજી રૂદ્રાક્ષ તણી
કમળના બીજની પણ, માળા સારી થાય છે
આંબળાની માળા બને, સોભીક પ્રવાળ તણી
એવી એવી માળા ઘણી, પુરાણમાં ગવાય છે
જપના કામે છે ઘણી, તુળસીથી મોક્ષ મળે
રૂદ્રાક્ષ પહેર્યા થકી, પાપ બધા જાય છે
રામપુરી કહે ભક્તિ, ઉપજે જેના ઉર વીસે
એવા સંત કેરા હૃદયે, માળા મનમાય છે

કવીત ૮

રૂદ્રાક્ષ તુળસી પહેરી, કોઇ કરે ચોરી જારી
નીંદા કરી જુઠ બોલે, પાળે ના આચારને
તેના ડીલે રોગ થાય, ભોગવે કોડ સદાય
અંતકાળે જમદુત, મારે તેને મારને
સાણસીથી તોડે ચામ, દંડ લુણી દેછે ડામ
બહુ બહુ દુઃખ પછી, દે છે એ ગમારને
વિપ્ર વેદ વિષ્ણુ તણી, નીંદા કરે જે નાર
રામપુરી કહે પામે, ખર અવતારને

છપ્પા ૯ ગાંજાનું

ગાંજા ગુનીજન જો પીયે, દીયે દરસન ભગવાન
લાખન જામે ગુન ભર્યા સમજે જો ગુનવાન
સમજે જો ગુનવાન, પ્રાન સુખ વાસે પાવત

જાવત દીલસે દુખ, સુખ સંપત ધન પાવત
છાવત મુખપે નુર, સુર સુરાતન આવત
બહાવત સંત સુ જાન ધ્યાન શંકરમે જાવત
કહે રામપુરી નીત જ્ઞાન, ધ્યાન જો કરે ચીલમકો
દુઃખ સંકટ મીટ જાય, સ્વાર્થ તો સરે જનમકો

કવીત ૧૦

ગાંજાના ગુમાની, ટુંગા પાણીમા ન પ્રાણી હોય
જાણી જોઇ મોતની, નીશાની શાને કીધી તેં
માર્યો દમ તાહરો, ન જાણતો ગાંજાનો માર્યો
આતો કાળી નાગણની, અગન ને પીધી તેં
ઓરી જેણે નીસા, તેતો નીશા તન ધન વહેરી
કહે વાણી કુવાણીને, જવાની રદ્દ કીધી તેં
રામપુરી કહે, આનંદના બદલામાં નંદ બની
નીશામાં નીશાની, મોત તણી શાને લીધી તેં

ભજન

ઇતના તુ કરના સ્વામી, જબ પ્રાણ તનશે નિકલે.
ગોવીંદ નામ લેકર—ફીર પ્રાણ તનસે નીકલે.
શ્રી ગંગાજીકા તટ હો—યા જુમનાજીકા બટ હો,
મેરે સાવરા નીકટ હો— જબ૦
શ્રી વંદ્રાવનકા સ્થલ હો—મેરે મુખમે તુલસી દલહો.
વીષ્ણુ ચરણકા જલ હો— જબ૦
સનમુખ શામ ખડા હો, બંસીકા સ્વર ભયા હો;
તીરછા ચરણ ધર્યા હો— જબ૦

સીરસોહના મુકુટ હો, મુખડેપે કાલી લટ હો;
યહી ધ્યાન મેરે ઘટહો— જય૦
જબ કંઠ પ્રાણુ આવે, કોઇ રોગ ન સતાવે,
યમ દરશન ના દીખાવે જય૦
મેરા પ્રાણુ નીકલે સુખસે, તેરા નામ નીકલે મુખસે;
બચ જાઉં ઘોર દુખસે. જય૦
ઉસ વક્ત જલ્દી આના, નહી શ્યામ ભુલ જાના;
બનસીકી ધુન સુનાના. જય૦
યહ નેકશી અરજ હે, માનો કયા હરજ હે,
કુછ આપકી ફરજ હે. જય૦
વિદ્યાનંદકી એ અરજી–ખુદ ગરજકી હે ગરજી;
આગે તુમારી મરજી. જય૦

ભજન

લગાલે પ્યારે રામ ભજનસે પ્રીત,
માતા પીતા સુત બાંધવ નારી, સબ દો દીનકે મીત;
પરમેશ્વર નિજ મંત્ર તમારો, સદા રહે સંગીત. લગા લે૦
અપને અપને સ્વારથ લાગે, યહ સબ જગકી રીત;
પરમારથકે સાધન કારણુ, સબ હોવે વિપરીત. લગા લે૦
સકલ જગતકા પાપ નિવારે, હરીકા નામ પુનીત;
ભવસાગરકે તારણુ કારણુ, સુમરો મનકો જીત લગા લે૦
તન મન જોબનકા મદ ત્યાગો, સબસે રહો વીનીત
બ્રહ્માનંદ શરણુ પડ પ્રભુકી, સબ દુઃખ જાવે મીટ. લગા લે૦

સમાપ્ત

તૈયાર છે ! તાકીદે મંગાવો ! થોડી નકલો શીલાકછે !

## વીસમી સદીનો જોશ જંગ !

# મધુ કાન્તા.

યાને

## મેવાડની સીંહણ

આ પુસ્તકની અંદર અસલ ઐતીયાસીક જમાનામાં આપણા દેશની ક્ષત્રાણીઓ કેવી બહાદુર હતી અને રણસંગ્રામમાં તેઓ કેવું પ્રાક્રમ કરતી હતી તે સારી રીતે બતાવી આપ્યું છે, હાલમાં રજપુતાનીઓને જનાનખાનાની જેલમાં રાખવામાં આવે છે તેના કરતાં જો પ્રથમની માફક કેળવણી આપી લશ્કરી તાલીમ તેમજ ઘોડેસ્વારી વીગેરે જો આપવામાં આવે તો તે ક્ષત્રાણીઓ તેમજ તેની સંતતી પણ બહાદુર બને તેમાં કાંઇ નવાઈ નથી નિર્માલ્ય થઇ ગયેલી સ્ત્રી જાતીમાં મનુષ્યત્વની લાગણી પ્રગટી નીકળે વીગેરેથી ભરપુર પુસ્તક છે છતાં તેની કીંમત ફક્ત બાર આનાજ છે. ટપાલ ખર્ચ જુદું માટે તાકીદે મંગાવો

મળવાનું ઠેકાણું,

**કેશવલાલ મગનલાલ દુધવાળા.**

**કાલુપુર, અમદાવાદ.**

# વાંચક વર્ગને વધામણી

## કેશવલાલ મગનલાલ દુધવાળાના પુસ્તકાલયમાંથી વાંચવા લાયક ચુંટી કાઢેલા થોડાક પુસ્તકોનું

### સૂચીપત્ર

| | |
|---|---|
| દુખી દંપતી યાને વિશુદ્ધ પ્રેમનો વિજય... | ૧-૮-૦ |
| મધુ કાન્તા યાને મેવાડની સિંહણ.... .... | ૦ ૧૨ ૦ |
| વીર વિજયસીંહ અને વિજયાકુમારી.... ... | ૦-૮-૦ |
| પવિત્ર લલિતા અને તરૂણ યોગી.... ... | ૦-૮-૦ |
| પુર્ણચંદ્ર અને લલીતા ... .... | ૦-૮-૦ |
| નટવર યાને ઝેરનો પ્યાલો.... ... | ૦-૮-૦ |
| ઇશ્કે અંજામ યાને મોતનો પેગામ ભાગ ૧લો | ૦-૮-૦ |
| ઇશ્કેઅંજામ યાનેમોતનો પેગામ ભાગ ૨જો(પુરો) | ૦-૮ ! |
| રસિક મેના ... ... .... | ૦-૮-૦ |
| મનહર મેના ... ... ... | ૦-૮-૦ |
| સુંદર મણી .... .... .... | ૦-૮-૦ |
| પવિત્ર પદમણી યાને સતિનો વિજય... .... | ૦-૮-૦ |

ઉપરના પુસ્તકો તથા બીજી ઘણી જાતના પુસ્તકો હમારે ત્યાંથી રોકડી અગર વી. પી. થી મળશે દરેક પુસ્તકનું ટપાલ ખર્ચ જુદું સમજવું. મગાવાનું ઠેકાણું.

**કેશવલાલ મગનલાલ દુધવાળા.**

ઠે. કાલુપુર રોડ, અમદાવાદ.